यजुर्वेदी

# सूत्रोक्त त्रिकाली संध्या.



गुजराती टीका साथे संक्षेपमां.

छपावी प्रगट करनार

औदिच्यहितेच्छु सभा.



अमदावादमां

मामानी हवेली मध्ये युनाइटेड प्रिन्टींग अने

ज० ए० कंपनी "लिमिटेड" ना प्रेसमां

रणछोडलाल गंगारामे छापी.



संवत् १[illegible]२.—सन १८८९.

कींमत १ आना.

# यजुर्वेदी संध्या.



अथ आसनं परिकल्प ॥ ॐपृथ्वीत्वयेतिमंत्रस्य मेरुपृष्टऋषिःसुतलंछंदः कुर्मोदेवताआसनेविनियोगः

१ ॐपृथ्वीत्वयाधृतालोकादेवीत्वंविष्णुनाधृताः
त्वंचधारयमांदेवी पवित्रंकुरुचासनं ॥ १ ॥
अपसर्पंतुयेभूतायेभूताभूमिसंस्थिता ॥
येभूताविघ्नकर्त्तारस्तेनस्यंतुशिवाज्ञयाः ॥ २ ॥
अपक्रामंतुभूतानीपिसाचासर्वतोदिशम् ॥
सर्वेषामविरोधेन ब्रह्मकर्मसमारभेत ॥ ३ ॥
इत्यासनं ॥ अथशिखाबंधनं ॥

२ ॐभूर्भूवःस्वःतत्सवितुर्वरेण्यंभर्गोदेवस्य
धीमहिधियोयोनःप्रचोदयात् ॥
विष्णोर्नामसहस्राणि, शिखाबद्धकरोम्यहम् एवं गायत्रीमंत्रेणशिखाबंधनं ॥ अथविभूतिकृत्वा ॥ ॐत्र्यंबकंयजामहेसुगंधींपुष्टीवर्धनं उर्वारुकमिवबंधनान्मृत्योर्मुक्षीयमामृतात् ॥ इतिद्विमंत्रेणविभुतिकृत्वा ॥ आचमनं ॥ ॥ ॐ ऋगवेदायनमः ॥ ॐ यजु-

वेदायनमः॥ ॐ शाम्बेदायनमः ॥ हस्तप्रक्षाल्यं ॥
अथ सबाह्याभ्यंतरअवयवसुची कृत्या;

४ ॐविश्नुःविश्नुःमनोमनो, वाक्वाक्, प्राणप्राण, चक्षुःचक्षुः श्रोत्रंश्रोत्रं, नाभि, ह्रदयः कंठः,शिरः शिखा, बाहुभ्यामस्योबलं; अपवित्र पवित्रोवा, सर्वावस्था गता पिबायःस्मरे पुंडरिकाक्ष सबाह्याभ्यंतरःसुचिः ॥

५ अथ संकल्पः ॥ अत्राद्यमहामांगल्यमासोत्तमेमासे अमुकमासे अमुकपक्षे अमुकातिथौ अमुकवासरेएवं ग्रहगणविशिष्टायां वेदशास्त्रोक्त पुण्यफलावाप्त्यर्थं ममोपपातक दुरितक्षयार्थंप्रातः संध्योपासनमहंकरिष्ये ॥ अथजलप्रक्षेपणं ॥

ॐकारस्यब्रह्माऋषिः परमात्मादेवतागायत्री छंदः सर्वकर्मारंभेविनियोगः ॥ दक्षिणचुलकेनप्रदक्षिणीकृत्यतत्जलंसव्यहस्तेमार्जनंकृत्वा ॥

६ ॐअपहतासुरारक्षांर्ठि. सिवेद्विषदः ॥ ॐभूःपुनातु, ॐभुवःपुनातु, ॐस्वःपुनातु, ॐमःपु०, ॐजनःपु० ॐतपःपु० ॐसत्यंपु०ॐतत्सवितुवरेण्य० सर्वपु०

॥ अथ आवाहनं ॥

गायत्रींत्र्यक्षरांबालां, साक्षसूत्रकमंडलुं ॥
रक्तवस्त्रांचतुर्हस्तां, हंसवाहनसंस्थितां ॥१॥
ब्रह्माणींब्रह्मदैवत्यां, ब्रह्मलोकनिवासिनीं ॥
आवाहयाम्यहंदेवी, मायातींसूर्यमंडलात् ॥ २॥
आगच्छवरदेदेवी, अक्षरेब्रह्मवादिनि ॥
गायत्रिछंदसांमाता, ब्रह्मयोनेनमोस्तुते ॥ ३॥

ॐसप्तव्याहृतीनां विश्वामित्र जमदग्निर्भरद्वाज गौतमात्री वसिष्ट कश्यपाऋषयः अग्निवायूसूर्यबृहस्पतिवरुणेंद्रविश्वेदेवा देवताःगायत्र्युष्णिअनुष्टुपबृहतीपंक्तित्रिष्टुप्जगत्यश्छंदांसि । तत्सवितुर्विश्वामित्रऋषिःसवितादेवतागायत्री छंदः आपोज्योतिरित्यस्यप्रजापतिऋषिःअग्निवायुसूर्योदेवतायजुःछंदः प्राणायामेविनियोगः ॥ प्राणायामंत्रयंकृत्वा ॥

ॐभूःॐभुवःॐस्वः ॐमहः ॐजनः ॐतपः ॐसत्यं ॐतत्सवितुर्वरेण्यंभ० ॥ ॐआपोज्योतिरसोमृतं ब्रह्मभूर्भुवःस्वरोम् ॥

सूर्यश्चेतिमंत्रयस्यनारायणऋषिःअनुष्टुप्छंदःसूर्योदेवताअंबुप्राशनेविनियोगः

८ ॐ सूर्यश्चमामन्युश्चमन्युपतयश्चमन्युकृतेभ्यःपापेभ्योरक्षंतांयद्रात्र्यापापमकार्षंमनसावाचाहस्ताभ्यांपद्भ्यामुदरेणशिश्नारात्रिस्तदवलुंपतुयत्किंचदुरितंमयीइदमहमामृतयोनौसूर्येज्योतिषिजुहोमीस्वाहा॥

ततोद्विराचमनम् ॥

आपोहिष्ठेतितिसृणांसिंधुद्वीपऋषिःगायत्रीछंदः आपोदेवतामार्जनेविनियोगः

९ ॐ आपोहिष्ठामयोभुवः । ॐ तानऊर्जेदधातनः ॥ ॐमहेरणायचक्षसे ॥ ॐ योवःशिवातमोरसः । ॐतस्यभाजयतेहनः । ॐउशतीरिवमातरः। ॐतस्माअरंगमामवः । ॐयस्यक्षयायजिन्वथ । ॐआपोजनयथाचनः ॥

सुमित्रियादुर्मित्रियाइतिद्वयोःप्रजापतिऋषिःयजुछंदः आपोदेवताआदानप्रक्षेपणेविनियोगः ॥

१० ॐ सुमित्रियानःआपओषधयःसंतु ॥ ॐदुर्मित्रियास्तस्मैसंतुयोऽस्मान्द्वेष्टियंचवयंद्विष्मः ॥

ततःपापपुरुषंनिरसनंकुर्यात् ॥ द्रुपदादिवेतिकोकिलराजपुत्रऋषिःअनुष्टुपछंदः आपोदेवताजलावघ्राणेविनियोगः ॥

११ ॐद्रुपदादीवमुमुचानःस्विन्नस्नातोमलादिव पूतं
पवित्रेणवाज्यमापःशुद्धंतुमैनसः ॥ तत्जलंपापपुरु
षध्यात्वावामतःक्षिपेत् ॥

ऋतंचसत्यंचेतित्यघमर्षणऋषिःअनुष्टुपछंदःभाव
वृत्तोदेवताजलावघ्राणेविनियोगः

१२ ॐ ऋतंचसत्यंचाभीद्धात्तपसोध्यजायततोरात्री
रजायत्ततःसमुद्रोअर्णवःसमुद्रादर्णवादाधिसंवत्सरो
अजायतअहोरात्राणिविदधद्विश्वस्यामिषतोवशीसूर्यो
चंद्रमासौधातायथापूर्वमकल्पयन्दिवंचपृथिवींचांत
रिक्षमथोस्वः ॥

अथ अर्घ्यप्रदानं ॥ ॐतत्सवितुरितिविश्वामि
त्रऋषिसवितादेवतागायत्रीछंदःअर्घदानेविनियोगः

१३ ॐभूर्भुवःस्वःतत्सवितुर्वरेण्यंभ० ॥ श्रीसूर्यायएष
तोअर्घ्यः ॥ इति अर्घ्यत्रयंदद्यात् ॥

अथ उपस्थानं ॥ ॐउद्वयमितिप्रस्कण्वऋषिः
अनुष्टुपछंदः ॥ उदुत्यमितिप्रस्कण्वऋषिःगायत्री
छंदः ॥ चित्रंदेवानामितिकुत्सांगिरसऋषिःत्रिष्टु
पछंदः॥ तच्चक्षुरितिदध्यंगाथर्वणऋषिःउष्णिकछं-
दःसूर्यादेवता, सूर्योपस्थानेविनियोगः ॥

१४ ॐउद्वयंतमसस्परिज्योतिःपश्यंतउत्तरं ; देवंदेवत्रा
सूर्यमगन्मज्योतिरुत्तमम् ॥ १॥

ॐउदुत्यंजातवेदसंदेवंवहंतिकेतवः दृशेविश्वा
मयसूर्यं ॥ २ ॥

ॐचित्रंदेवानामुदगादनीकंचक्षुर्मित्रस्यवरुण
स्याग्नेः; आप्राद्यावापृथिवीअंतरिक्षंसूर्योआत्मा
जगतस्तस्थुषश्च ॥ ३ ॥

ॐतच्चक्षुर्देवहितंपुरस्ताच्छुक्रमुच्चरत; पश्येमश
शरदःशतंजीवे ।शरदःशतंशृणुयामशरदः शतंप्रब्र
वामशरदः शतमदीनास्याम शरदः शतंभूयश्चशरदः
शतात् ॥ ४ ॥

अथगायत्रीजपंकृत्वा ॥ ॐसांख्यायनगोत्रस्य
षट्स्वराःसरस्वतिजिव्हाःपिंगाक्षित्रिपदागायत्रीम
मअशेषपापक्षयार्थंयथाशक्तिगायत्रीजपोविनियोगः
ततःप्रांमुखस्तिष्टन् । दक्षिणकरेस्फटिकरुद्राक्षादि
मालायुक्तवस्त्रेणाछाद्यप्रणवव्याहृतिपूर्वांसहस्र,शत
कींवा दश कृत्वोजपित्वा ॥

१५ ॐभूर्भुवःस्वः तत्सवितुर्वरेण्यंभर्गोदेवस्यधीमहि ।
धियोयोनःप्रचोदयात् ॥

अनेनप्रातः संध्याख्येनकर्मणा श्रीपरमेश्वर : प्रीयतांमम ॥ इतिप्रातःसंध्यासमाप्ता ॥

प्रातःकाळेब्रह्मा मध्यानेरुद्र अने सायंकाळे विश्नुनुं नाम देवुं बाकीनो विधि उपर प्रमाणे सवारे त्रण, मध्याने बे अने सांजे एक ए रीत सूर्यने अर्घ आपवा ॥

स्मृतीवाक्य.

एतत्संध्यात्रयोप्रोक्तं, ब्राह्मण्यंयत्रातिष्ठति;
यस्यनास्त्यादरस्तत्र, नसब्राह्मणउच्यते ॥१॥
संध्याहिनोऽशुचिर्नित्य, मनर्हःसर्वकर्मसु;
यदन्यत्कुरुतेकर्म, नतस्यफलमागभवेत् ॥२॥
सायंप्रातःसदासंध्या, येविप्रानउपासते;
तानेवधार्मिकोराजा, शुद्रकर्मसुयोजयेत् ॥३॥

અર્થ સ્પષ્ટછે. લી. આધીન શેવક

પ્રાણગોવીંદ રાજારામ ઉ. હી. સભાના મંત્રી.



# અર્થ અથવા સમજુતિ.

૧ સંધ્યા કરતી વખતે પૃથ્વી ત્વયા એ મંત્ર ભણીને પાટલા ઉપર ઉનનું કે ડાભનું આસન માંડીને બેસવું.

૨ ગાયત્રી મંત્ર ભણીને શીખા બાંધવી. ગાયત્રી મંત્રનો અર્થ પાછળ કરેલો છે.

૩ ત્ર્યંબકં એ મંત્ર બે વાર ભણીને વિભુતી કરવી. અર્થ—હું મંગળમય શંકરનું પુજનઅર્ચન અને દર્શન તથા આત્મનિવેદન કરૂંછું તે શંકર મારી પુષ્ટી તથા સુખની વૃદ્ધિ કરનાર છે અને જેમ બોર ડીંટા સાથે મજબુત વળગેલું છે તે પાકુ થયાથી પોતાની મેળે બંધનથી છુટે છે તેમ અમારો મોક્ષ થાય ત્યાં સુધી અમે (મૃત્યુ) આ સંસારથી છુટીએ.

૪ સંધ્યા કરનારે નહાઇ અથવા હાથ પગ ધોઈ ધોએલું એક વસ્ત્ર પેહેરવું ને બીજુ ડાબે ખભે નાંખવું, તરભાણુ જળ પાત્ર ને આચમની મોં આગળ મુકવાં. સવારમાં પુર્વ દીશાએ, બપોરે ઉત્તર દીશાએ, અને સાંજે પશ્ચીમ દીશાએ મોં કરીને બેસવું. પછી ત્રણ વાર ત્રણ વેદને નમસ્કાર કરીને આચમન કરવું તે એવી રીતે કે જમણા હાથની હાથેળીમાં ૧ માસો બુડે એટલું પાણી લઇને કાંડાની કોર આગળથી પીવું. અને અંતઃકરણ શુદ્ધ કરવું. પછી હાથ ધોઈ બહારના અવયવોને સ્પર્ષ કરીને શુદ્ધ કરવાને પછી એક ચીત્ત થવું.

૫ દેશ કાળનું સ્મરણ કરીને એટલે તિથી વારનું નામ દેઇને મારાં નઠારાં ઉપ પાતકનો નાશ થવાને અર્થે હું પ્રાતઃ, મધ્યાન કે સાયં સંધ્યાનું ઉપાસન કરૂંછું એવી રીતે સંકલ્પ કરવો.

૬ જમણા હાથમાં પાણી લેઇને ફેરવીને ડાબા હાથમાં મુકવું ને અપહતા એ ચાર મંત્ર વડે જમણે હાથે મારજન કરવું અપહતાઇતી અમારા સ્થાન થકી અસુર જે અપવિત્ર અને નાસ્તીક લોક દુર જાઓ કેમકે ભૂ એટલે પૃથ્વી ભુવન એટલે ઘર અને સ્વઃ એટલે સ્વર્ગ એ ત્રણેના અધિષ્ટાતા જે ઇશ્વર તેનું ધ્યાન કરૂંછું.

૭ પ્રાણાયમ કરવાનો વિધિ પેહેલી વાર મંત્ર ભણીને જમણા નાક વડે વાયુ ઉપર ચઢાવવો, બીજી વાર મંત્ર ભણીને બે તરફનાં નાક દબાવીને વાયુને રોકવો પછી ત્રીજી વાર મંત્ર ભણીને ડાબા નાકથી વાયુ કાહાડી નાખવો, (આ રીતે કરવાથી ઇશ્વરનું ધ્યાન કરવાને સમાધીષ્ટ થવાય છે.) એ પ્રમાણે ત્રણ વાર કરવું.

૮ સુર્યશ્ચેતી મંત્ર વડે બે આચમન કરવાં, તેનો ભાવાર્થ એવોછે કે, સૂર્ય, ચંદ્ર તથા મન્યુપતિ જે રૂદ્ર એ સર્વ દેવ, મેં ક્રોધ તથા અજ્ઞાન વડે કરીને કરેલાં જે પાપ તે થકી મારૂ રક્ષણ કરો? રાત્રિને વિશે, જાણે અજાણે મન વડે વાણી વડે, હાથ, પગ તથા બીજી ઇંદ્રીયો વડે જે કાંઇ પાપ મેં કર્યાં હોય તે છેદી નાંખો? જે કાંઇ ન કહેવાય એવાં જે નીચાં કર્મ કર્યાં હોય તેને પણ છેદી નાંખો? આ

અનંત રૂપ ઉત્પત્તીના કરનારા તથા પ્રકાશ કરનારા એવા જે સૂર્ય તેને વિશે હોમુછું, અર્થાત આપણાં સઘળાં પાપ ઈશ્વર આગળ કબુલ કરીને ક્ષમા માગવી

૯ આપોહીષ્ટા એ મંત્ર વડે શિર ઉપર મારજન કરવું, આપોહિષ્ટેતિ એટલે હે જલના અધિષ્ટાતા દેવ તમે સુખે કરીને અમને અન્ન અને સર્વ ભોગ્ય વસ્તુના ભોકતા કરો? મોહોટા રમણિય જોવાને અર્થે અમારૂં સ્થાપન કરો એટલે ઈશ્વરના સ્વરૂપનું લક્ષણ તે રમણીય છે તે અમને દેખાડો? તમારો જે શિવતમ એટલે સુખકારી એવો જે રસ તેના ભોગવનારા અમને કરો? આ લોકને વિશે રહેલા એવા જે અમો તે રૂડી માતા પુત્રના સુખની ઇચ્છા કરે તેમ મારા સુખની ઈચ્છા તમો કરો? હે ઇશ્વર તમારો જે શિવતમ રસ તેના સ્થાનને પ્રાપ્ત કરવાને અમને પરીપૂર્ણ કરો? અમને ભોકતાપણું આપીને અનુભવ ગમ્ય એવા જે દેવ તેની પ્રાપ્તી કરો? એવું અમે ઇચ્છીએ છીએ.

૧૦ સુમિત્રિયા દુર્મિત્રિયા એ મંત્ર વડે બે અંજલીઓ નાખવી તેનો ભાવાર્થ એવોછે કે, અન્ન તથા જલ તે અમારા સારા મિત્રોને મળો; તથા તેજ પ્રમાણે અમારા જે શત્રુ એટલે અમારો દ્વેષ કરેછે તથા અમો જેનો દ્વેષ કરીએ છીએ તેમને પણ તે અન્ન જળ મળો?

૧૧ દ્રુપદેતિ એ મંત્ર ભણીને ગાયના કાન સરખો હાથ કરીને તેમાં જળ લેવું પછી તે જળનો સ્પર્શ જમણે નાકે

આખે ને કાને કરવો ને તેમાં પાપ પુરૂષ નીકળતો માની ને ડાબી બાજુએ તે જળ જોયા વિના રેડવું તેનો ભાવાર્થ નેત્રના અંજન થકી જેમ નેત્ર શુદ્ધ થાયછે, મેલો પુરૂષ સ્નાન કરવાથી શુદ્ધ થાયછે ને ગાળ્યાથી ઘી શુદ્ધ થાયછે તેમ જળના અધીષ્ટાતા ઈશ્વર તે અમને પાપ થકી શુદ્ધ કરો ?

૧૨ ઉપર પ્રમાણે બીજી વાર રૂતંચ સત્યં ચેતિ મંત્ર વડે અંજળી આપવી તેનો ભાવાર્થ ઉપર પ્રમાણેજ છે. આ બેમાંથી એક મંત્ર વડે અઘમર્ષણ કરે તો ચાલે કેમકે કર્મ પ્રદીપમાં દ્રુપદાદિ એકજ મંત્ર લખેલો છે.

૧૩ ઉભા થઈને અંગુઠો તર્જનીને અડકાડ્યા વિના પસલીમાં જલ લઈને ગાયત્રી મંત્ર વડે સવારમાં ત્રણ બપોરે બે અને સાંજે એક એ પ્રમાણે સૂર્યને અર્ઘ્ય આપવા

૧૪ ઉપસ્થાન કરવાની રીત એવી છે કે જળમાં અથવા જમીન ઉપર સૂર્યના સામા ઉભા રહીને હાથ સાથીઆ સરખા ઊંચા કરવાને પછી ઉદ્વયંમીતિ ચાર મંત્ર ભણવા તેનો ભાવાર્થ—

૧ ઉદ્વયમીતિ ઘણા અંધારાએ વ્યાપ્ત એવા જે આ લોક તેને પ્રકાશ કરતા સતા સ્વર્ગને વિશે રહ્યાછે તેને સર્વ લોક જુએછે તે ઇશ્વરના વિશે જે સર્વથી શ્રેષ્ટ અધિક ઉદય રૂપી જે તેજ છે સૂર્યમાં છે તેથી તે સૌથી ઉત્તમ છે

૨ ઉદુત્યમીતિ—સૂર્યના કીરણ છે તે આ જગતની ઉત્પતિ સ્થીતિને લય એ ત્રણેનુ વહન કરેછે વળી તે સૂર્ય

બુદ્ધિ તથા સ્થાનને આપનારા છે માટે તે સૂર્ય આ જગત ના દર્શનને અર્થે હો !

(૩) ચિત્રંદેવાનામિતિ—દેવતાના મધ્યથી આશ્ચર્યવડે કરીને ઉદય પામેછે, તે અમારા મિત્રના નેત્રના દેવછે, વરૂણ, અગ્નિ, પૃથ્વિ, સ્વર્ગ, તથા સકળ સ્થાવર અને જંગમ એમ બે પ્રકારનું જે જગત તે સર્વના પ્રકાશ કરનારા સૂર્યછે.

(૪) તચ્ચક્ષુરિતિ—જેની અમે સ્તુતિ કરીએ છીએ તે સાક્ષાત પ્રકાશ કરનારા એવા જે સૂર્ય તેને ઇશ્વરે અમારા સન્મુખ સ્થાપન કર્યાછે. બીજો અર્થ—તે સૂર્ય સર્વેનું સારૂ કરનારાછે, તે પુર્વદિશામાં ઉદય થાયછે, તે પાપી મનુષ્યો પામતા નથી, અમે તેમની કૃપાવડે કરીને તેમને જોઇએ છીએ અને અમે સો વર્ષ સુધી તેમને જોવાની જીવવાની, કીરતી સાંભળવાની અને સ્તુતિ કરવાની ઇચ્છા કરીએ છીએ. અને સો વર્ષ સુધી અમારી વાણી તે સૂર્યની કીર્તિ કરતાં અટકશે નહી; તેમની કૃપાથી અમો સો વર્ષ સુધી દીન (ગરીબ) ન થઇએ, પણ સમર્થ થઇએ વળી સો વર્ષ પછી અન્ય જન્મને વિશેપણ એવીજ રીતે થયા કરો ? તથાસ્તુ.

૧૫ પોતાની શક્તિ પ્રમાણે દશ, સો કે હજાર ગાયત્રી મંત્રનો યથા વિધિ અર્થ સમજીને જપ કરવો. ભાવાર્થ.

જે અમારી બુદ્ધિને પ્રેરણા કરે તે દેવ એટલે દાનાદિ ગુણવડે કરીને યુક્ત એવા જે સવિતા (સૂર્ય) તેમનુ વરેણ્ય

એટલે શ્રેષ્ઠ એવું જે ભર્ગ એટલે તેજ તેનું ધ્યાન કરીએ છીએ. અથવા ઉત્પત્તિ સ્થિતિ ને લય કરનારા એવા જે પરમાત્મા તેમનું જે તેજ તે થકી સૂર્ય પ્રકાશમાનછે એવા પરમેશ્વરનું અમે ધ્યાન કરીએ છીએ; તે અમારી બુદ્ધિ ને સન્માર્ગને વિશે પ્રેરણા કરો.

..ાયત્રી મંત્રનાં સર્વપદ અર્થવાળાંછે માટે જ્ઞાન પૂર્વક એટલે અર્થ સમજીને જપ કરવો એવો મોટા પુરૂશના સંપ્રદાય છે અર્થ સમજ્યા વિના જપ કરે તો મિથ્યા ભાષણ કરવાનો દોષ બેસેછે.

